॥ ॐ तत्सत् ॥

# સરદારબા.

## નાટકના ગાયનો તથા સંક્ષિપ્ત સાર.



શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત.

## 'શ્રી દેશી નાટક સમાજ' માટે.

રચનાર,

સ્વર્ગસ્થ સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળસાજી ઝવેરી.

માજી સંસ્કૃત શીક્ષક મીશન હાઇસ્કુલ.—અમદાવાદ.



છપાવી પ્રસીદ્ધ કરનાર,

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળસાજી

શાન્તીભુવન થીએટર—અમદાવાદ.

આવૃત્તિ ૧૧ મી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯.

મુલ્ય ૦-૩-૦ આના.

શ્રી પરમાત્મને નમઃ

# શ્રી નવીન સરદારબા નાટકનો ટુંક સાર.

---*---

## અંક પહેલો.

### મંગળાચરણ.

પ્ર. ૧ લો—રાણીપુરના રાજા ખેમરાજની કુંવરી સરદારબા પોતાના બે નાના ભાઇઓ સાથે જંગલનાં માતાજીના દર્શન કરવા આવે છે. ત્યાં પ્રધાન આવી કહે છે કે આપણા મેમાન ચંદ્રાવતીના કુંમાર વેરીસીંહ તેમના પીતરાઇ સામંતસિંહ સાથે દર્શન કરવા આવનાર છે, માટે તમે દર્શન કરી જલ્દીથી જજો, ત્યારબાદ તેના ભાઇ મૂળરાજની સ્ત્રી રૂપાંદે ગરબો ગાઇ સાહેલીઓ સાથે જાય છે. ગુજરાતના સુબા રહેમતખાનનું શીકારે પોતાના સરદાર રસુલખાન સાથે આવવું. અચાનક સિંહનું નીકળવું, સરદારબાનું મૂર્છિત થવું, સુબાનું સરદારબાને બચાવવા માટે સિંહ તરફ ધસવું, પીસ્તોલનો ભ્હાર ખાલી જવાથી જમીનદોસ્ત થવું, રસુલખાનનું છુપાઇ જવું, સિંહનું સુબા ઉપર ધસવું, વેરીસિંહનું અચાનક પોતાના પીતરાઇ ભાઇ સામંતસિંહ સાથે આવવું, વાઘના પંજામાંથી સુબાને તથા સરદારબાને બચાવવું; રસુલખાનનું જાહેર થવું, સુબાને લઇ છાવણીમાં જવું, સરદારબા તથા વેરીસિંહ વચ્ચે ચક્ષુ કટાક્ષ, સામંતસિંહની કુદ્રષ્ટિ, પ્રથમ દર્શન.

પ્ર. ૨ જો—બદ-દાનતના પીતરાઇ ભાઇ સામંતસિંહનું સરદારબા પ્રત્યે અંતઃકરણનું ખેંચાવું, વૈરીસિંહને ખોટા કલંકના બ્હાનેથી ચંદ્રાવતી એકદમ વીદાય કરવો, બનાવટી કાગળથી ખેમરાજના પ્રધાનને વહેમમાં નાંખવો. પ્રધાનનું શંકાશીલ થવું, ખેમરાજને હકીકત જાહેર કરવા જવું, ત્યારબાદ ધર્મ ઢોંગી ગુરૂનું આવવું, રાજકુમાર મુળરાજ અને તેના હરામી દોસ્તોને ઉલટું શીક્ષણ આપવું, સર્વ મદીરામાં મસ્તાન.

પ્ર. ૩ જો—તારા નાયકા રાજકુમાર મુળરાજની વાટ જોઇ રહી છે, ત્યાં મુળરાજનું પોતાના દોસ્તો સાથે આવવું, નાયકાનો નાચ, ગુરૂનું છુપી રીતે આવવું દારૂનો દોર ત્યાં પ્રધાનનું મુળરાજની ખોળ માટે આવવું, ગુરૂનું સીદ્ધાઇથી છટકવું મુળરાજના દોસ્તોનું નાસી જવું તારાને ધીક્કારવું મુળરાજને લઇ પ્રધાનનું મેહીલમાં જવું ગુરૂને આવવા સુચવવું.

પ્ર. ૪ થો—ગુજરાતનો સુબો સિંહના પંજામાંથી સરદારને બચાવતી વખતે સરદારબાને બેગમ બનાવાની ઇચ્છા રાખતો રસુલખાં સાથે મસલત, મુળરાજને દારૂના નીસાથી જુગારમાં જીતવો સરદારબાના મેળાપની માગણી કરવી વિગેરે રસુલખાંની યુક્તિ અને બન્નેનું મેહીલ તરફ વીદાય થવું.

પ્ર. ૫ મો—સુબાના તંબુએ મેહીલ, ખેમરાજ તથા સુબાની વાતચીત મુળરાજને ગમ્મત માટે રોકવા સુબાની માગણી અને ગુરૂનું સાથે રોકાવું—નાચ.

પ્ર. ૬ ઠો—રાજા ખેમરાજ મેહીલમાંથી પાછા વળતા પ્રધાન સાથે વાતચીત કાગળને વાંચવો, ખેમરાજનું ઉશ્કેરાવું, ગુસ્સામાં જવું,

ત્યારબાદ સુબાનું. તથા મુળરાજનું જુગાર રમવું, મુળરાજનું હારવું, ગુરૂનું હાંચીયા થવું સરદારબાના મેળાપની કબુલાત, મુળરાજ પાસે અપાવવી, સઘળાનું જવું.

પ્ર. ૭ મો—બગીચો વૈરીસિંહનું છુપી રીતે આવવું સરદારબાના વૈરીસિંહ સંબંધી વીચારો, વૈરીસિંહનું જાહેર થવું, પરસ્પર સ્નેહ સંકળનાથી જોડાવું વેરીસિંહનું છુટા પડતાં યાદગીરીમાં કંઠો તથા વીંટી આપવી, એકાએક ખેમરાજનું સીપાઇઓ સાથે આવવું, વૈરીસિંહને કેદ, સરદારબાના કાલાવાલા.

પ્ર. ૮ મો—પ્રધાન પુત્ર ગોપાળ, ગુરૂનું શિક્ષણ પામેલો, પોતાની સ્રી મણી સાથે વાતચીત, મણીને બાર કન્નેડાની કહાણી.

પ્ર. ૯ મો—મુળરાજની સ્રી રાણી રૂપાંદે પોતાના મહેલમાં મુળરાજ સંબધી વીચારમાં, મુળરાજનું આવવું પરસ્પર વાત અર્ધ રાત્રી ગએલી હોવાથી મુળરાજનું સુઇ જવું, દારૂ તથા ઉંઘની બેભાનીમાં સરદારબા સંબંધી બકવું, રૂપાંદેનું છુપી રીતે સાંભળવું, મુળરાજને ધીક્કારવું સુબાને સરદારબાના મેળાપની ગોઠવણ યુક્તિથી સુબાને સપડાવવાની તદબીર.

પ્ર. ૧૦ મો—ગુરૂની શીખવણીથી રાજકુમાર મુળરાજનું ગુરૂના વેશે પ્રધાનના ઘરમાં આવવું પ્રધાનની પુત્રવધુ મણીનો ગુરૂ સમજી સત્કાર મુળરાજની બદદાનત યુક્તિથી મુળરાજનું ફસાવું અચાનક પ્રધાનનું આવવું મુળરાજને લઇ વિચીત્ર વેષે કચેરીમ હાજર કરવો.

**પ્ર. ૧૧ મો**—સુબો તથા રસુલખાં સરદારખાના મેળાપ માટે બીબીના વેષે આવવું રૂપાંદેના વીશ્વાસુ નોકર ગુલાબનો પ્રપંચ હનુમાનજીના હાથે સુબાનું સપડાવું રૂપાંદે તથા સરદારખાનું બન્નેને હાજર કરવાનું ફરમાન.

**પ્ર. ૧૨ મો**—કચેરી–અદાલતના સુબાને તથા મુળરાજને ક્ષમા, ઉપકારપર અપકાર વ્હેર લેવાનો સુબાનો તથા ગુલાબનો નિશ્ચય ત્યારબાદ રાજા ખેમરાજનું ખુશી થઇ સરદારજીને ખુશાલીમાં માગણી કરવા સુચના વૈરીસિંહને છુટા કરો એ સરદારખાની માંગણી, રાજાનું વિચારમાં પડવું, વૈરીસિંહને છુટા કરી હદપાર કરવો, વૈરી સંહનું અપકારપર ઉપકાર કરવાનું કહેવું.

નાચ..............ડ્રોપ.

---

# અંક ૨ જો

પ્ર. ૧ લો—સરદારબાને ત્યાં સામંતનું આવવું પરસ્પર વાતચીતમાં પોતાનો પ્રેમ જાહેર કરવો, સરદારબાનો તીરસ્કાર સામંતની સહાય, સરદારબાને ધન્યવાદ આપી વીદાય થવું સતીનો પતી સંબંધી વીચાર.

પ્ર. ૨ જો—સુમો તથા રસુલખાંનો મહારાજા ખેંગારજે ભર કચેરીમાં અપમાન કર્યું તેનું વેર લેવાનો વીચાર મુળરાજનું આવવું, સુમા સાથે મળી જવું, માફી માગવી અને રાજા રાણીને કપટથી કેદ કરવાનો સંકેત.

પ્ર. ૩ જો—રાજ્યગઢ, મુળરાજનું આવવું, દરવાનનું અટકાવવું, સીપાઇનું નીમકહલાલીથી મરવું, રાજા રાણીનો પુત્ર પ્રત્યે પ્રેમ, મુળરાજની ઈશારતથી રસુલખાં તથા સુમાનું આવવું, રાજા રાણીનું કેદ થવું ઉપકારપર અપકાર પાછળથી ઉંઘતા નાના રાજ્ય કુમારોને પકડવા મુળરાજનું કહેવું.

પ્ર. ૪ થો—સરદારબા તથા રૂપાંદે પાસે દાસીઓનું ગભરાટમાં આવવું કેસરીયા કરવાની માગણી, " લડાઇ " મુળરાજ રૂપાંદે તથા સરદારબાના વિવાદ, મુળરાજપર રૂપાંદેનો તલવારનો ઘા મુળરાજનું નાસી જવું રૂપાંદેનો આપઘાત સરદારબાનો વિલાપ મુળરાજનું પ્રપંચથી સરદારબાને પકડાવવું. રાજા રાણી સાથે સઘળાને કેદ કરી છાવણીમાં લઇ જવું.

પ્ર. ૫ મો—સુમાના હાથે મુળરાજને કેદ પાપીને પાપની પ્રથમ સજા.

પ્ર. ૬ ઠો—સુબાની છાવણીમાં સરદારબા, સુબાની પ્રેમ યાચના સરદારબાનું સુબાને દારૂ પાઇ, તેનું મોં ચીતરી લશ્કરી પોષાકથી છૂટવું, સુબાનું સાવચ થવું સરદારબાને સુતી જાણી પ્રેમાલીંગન લેવા જવું સુબાનું ચીડાઇ સીપાઇઓ ઉપર ગુસ્સે થવું રસુલની યુક્તિ, વૃદ્ધ રાજા રાણી તથા મુળરાજને માથે સરદારબાને નસાડી છે એમ હોળી પાડવું, કેદીઓનું હાજર થવું, સુબાની ધમકી, રસુલની વકીલાત, મુળરાજની સરદારબાને સોધી લાવવાની ચાર માસની મુદત માગવી.

પ્ર. ૭ મો—વૈરીસિંહ સામંતસિંહ સાથે લશ્કર લઇ ખેમરાજની મદદે જતાં રસ્તામાં સરદારબાની જુદાઇથી પ્રેમની ઘેલછા.

પ્ર. ૮ મો—જોગણ વેશમાં સરદારબા તથા મુળરાજનો મેળાપ સરદારબાને સુબા પાસે આવવા મુળરાજની ભલામણ, સરદારબાનો તીરસ્કાર અને મુળરાજનું નાક કાપવું, ત્યારબાદ પ્રેમઘેલા વૈરીસિંહને લશ્કર લઇ પોતાની મદદે સીદ્ધના વેષે લઇ જવું.

પ્ર. ૯ મો—સુબો અને કેદીઓ, ગરદન મારવાની તૈયારી વૈરીસિંહ તથા સરદારબાનું આવવું, સુબાનું મરવું, મુળરાજનું મદદ માટે મુરાદ બાદશાહ પાસે દીલ્હી નાસી જવું.

ટેબ્લો......( ડ્રોપ )

---

૯૪૨૯

## અંક ૩ જો.

પ્ર. ૧ લો—મીત્રદ્રોહી સામંતનો ગુરૂ મારફતે સરદારબાને ફસાવ વાનો વિચાર અને વેરીસિંહના વ્હેમમાં વધારો કરવો.

પ્ર. ૨ જો—સરદારબાને ત્યાં ગુરૂનું આવવું પ્રાશ્ચીતના બહાનેથી સરદારબાને ફસાવવી અને રહેમતખાંની છબી પાટીપર ચીતરાવવી ગુરૂનું જવું, વૈરીસિંહનું આવવું. છબી જોઇ વ્હેમથી ઉશ્કેરાવું સરદારબાના કાલાવાલા, ગોળી વીનાની પીસ્તોલ, વૈરીસિંહનું સરદારને ઠાર કરવું, એકાએક મુળરાજનું દીલીથી મુરાદ બાદશાહ તરફથી સુબેદારીની સરદારી લઇ લશ્કર સાથે ટુટી પડવું, વૈરીસિંહનું ચુપકીથી વીદાય થવું, સામંતનું કેદ થવું સરદારબાનું સચેત થવું, અને તેને વેસ્યાને ત્યાં વેચી દેવાનો મુળરાજનો હુકમ.

પ્ર ૩ જો—પ્રધાનના ધરમાં ધર્મ ઢોંગી ગુરૂ ધાપ મારવા આવે છે ગોપાળીયાને નહીં જોવાથી મણીનો સાલ્લો ઓઢી છુપાઇ સુઇ જાય છે, ગોપાળીયાનું આવવું, રાંડ સુતી જાણી ગુરૂના શીક્ષણ પ્રમાણે કપાળ વચ્ચે ડામ દેવો, ગુરૂનું ચમકી ઉઠવું દાગીનાનો ડબ્બો ગુરૂને આપવો અને હાથના કર્યા હૈયે વાગ્યા, દાગીના લઇ ગુરૂનું જવું.

પ્ર. ૪ થો—સુબેદારીના મદમાં અંધ થએલો મુળરાજ મણીને પકડી મંગાવી વ્હેરનો બદલો, અને સામંતસીંહને સજા, વૈરીસીંહનું લશ્કર લઇ આવવું મુળરાજનું મણીને શરણ થવું, મણીને

માનસર પોતાના ઘેર પોંહચાડવા હુકમ, મુગરાજને કેદ વેરીસીંહના શુદ્ધ સ્નેહી ચીધે ઉદ્‌ગાર.

પ્ર. ૫ મો—વેસ્યાને ત્યાં સરદારબા, આશકોનું આવવું, સરદારબાનું શીક્ષણ બધાની શરજોરી વૈરીસીંહનું આ સરદારતો નહીં હોય એમ શંકાશીલ થવું, વેસ્યાને મોં–માગી કિંમત આપી સરદારબાને છોડાવી લઇ જવું.

પ્ર. ૬ ઠો—વૈરીસીંહ તથા સરદારબાના સ્નેહ–ભર્યા ઉદ્‌ગાર એક બીજાની ઓળખાણુ અને સામંતને સજા કરવાનો નિશ્ચય.

પ્ર. ૭ મો—ગુરૂનું પકડાવું, સામંતસીંહનું આવવું પોતાની પ્રપંચજાળનો મન સાથે વિચાર વૈરીસીંહનું છુપા રીતે સાંભળવું, સામંતનું પોગળ વેરાવું, અને બેડી સાથે કચેરીમાં હાજર થવું.

પ્ર. ૮ મો—એમરાજની કચેરી, ગુરૂ, મુગરાજ, અને સામંતસીંહને સજા સરદારબાને ધન્યવાદ, વૈરીસીંહનો આભાર માની સરદાર વૈરીસીંહનો હસ્ત મેળાપ–સર્વનો આનંદ.

ૐ

શાન્તિ. શાન્તિ. શાન્તિ.

સમાપ્ત.



# મુખ્ય પાત્રોના નામ.

---

| | |
|---|---|
| ખેમરાજ.... .... ... | ....રાણીપુરનો રાજા. |
| મુળરાજ .... .... .... | ....તેનો પુત્ર. |
| વેરીસીંહ.... ... ... | ....ચંદ્રાવતીનો રાજ્યકુમાર. |
| સામંતસીંહ ... .... | ....તેનો પીતરાઈ તથા દોસ્તદાર. |
| ગોપાળીયો .... .... | ....ખેમરાજના પ્રધાનનો પુત્ર. |
| રહેમતખાં .... .... | ....ગુજરાતનો સુબો. |
| રસુલખાં.... .... .... | ....તેનો વિશ્વાસુ સરદાર. |
| શુરૂ .... .... .... | ....મુળરાજનો ઢોંગી વિદ્યાગુરૂ. |
| સરદારબા .... .... | ....ખેમરાજની પુત્રી. |
| રૂપાંદે .... .... ... | ....સરદારબાની ભાભી મુળરાજની સ્ત્રી. |
| માણી .... ... .... | ....ગોપાળીયાની સ્ત્રી. |

બાદશાહ, પ્રધાન, સિપાઇઓ, દાસીઓ, વારાંગનાઓ વિગેરે વિગેરે.



શ્રી પરમાત્મને નમઃ

# શ્રી નવીન.

# સરદારબા.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

સુત્રધાર—કરધાર જે કૃપાળ બાળ સ્તવન સુણી પાસ મણી
દાસ આશા પુરણ મણી શાન્તી નાથ મહાવીર
વીત રાગ મહા ભાગ......ધારજે
બીષ્મ ભવ ભ્રાન્ત પાન્ત શાન્ત કરણ કાન્ત મણી
જીવ ઝાઝ ડબક ડુબતું મુનીવર લે ઉધ્ધારી
(પડદામાં)
" જેની વેલી ખીલેલી પેલી બહેની "

નટીઓ—મધુરી કીરતી સતીની જગ છવાઇ છે છતી
વીમળ વાસ કસ્તુરીની (૨) વચનથી નથી મધુ
સ્વામી કાજ પ્રાણ આપી પાંમી અંત ધામ
સત્ય વિજય ધ્વજ ઉડાડી કાઢી અમર નામ
તણખલાની તુલ્ય ગણ્યા અમુલ્ય જે ઇનામ
ધન્ય ધન્ય તે સતીને (૨) પદ હું પ્રણમતી. મધુ૦

સરદાબા કુંવરો (૧)

જોની ન્હેલી જુલેલી પેલી બ્હેની
એની સરસ સુગંધી લેવા દેની.....................જોની
દેની એની ફુલડાં આદ્યા, અને પેલા રંખી તમાસા
એતો ૠતુરાજ તમાસા ભાઇ ભલે જોની જોની
હળી મળી ડાળીઓ કેવાં વળી વળી નીચી નમેલા
જાણું પ્રીતી રસે ઝુકેલી અરસ પરસ માની હ્યોની—જોની

સરદારબા—સાહેલીઓ (૨)

ગાજે ગગન ઘરરર ગગન ઘરરર ઝબકે વીજળીઓ ઝરરર
વરસે વરસાદ ઝરમર વરસાદ ઝરમર વિયોગીના ચીત્ત ચરરર
બીનીબાળા હાય અરરર સ્વામી સોરે પેસે સરરર—ગાજે.
હરીયાળી ભૂમિ ભલી હરિયાળા વળી વન, હરીયાળુ સંજોગમાં
....હારે વિરહે ઉઠે અગનરે સજની મદન પીડા કયાં કહીયે
બાળા રહીયે મનમાં મુંઝાઇરે સજની—મદન
નદીઓ ખર ખર નાસતી, સાગર સ્વામી પાસ
મોર મયુરીને મળે, ચટપટ લાગેરે આવે સમે ભોગી ભટવાને
માતાજી મ્હેર જો કરે કુમારી કોડે કરગરે મચો.
મદન મહાવીર—થઇએ માતાજી અમે થરરર
થઇએ થરરર હાય અરરર—ગાજે ગગન.

સાહેલી-સરદાર—　　　　　(૩)

એ જે હો અલી ઘેલી કળી મળી ભોગી ભુંડી ડળી જા
રસની રસીલી થતાં લુંટાલુંટ આ વ્હાલી વીસરી જા
પ્રેમની પ્યાલીને સાહેલી ઝાલીને જોજે હાં જોજે હાં જોજે
આ વ્હાલી વીસરી જા.

વ્હાલાના વ્હેણુ રસીલાં નેણુ ભભુતી નાખશે બ્હેન
ભભુતી ઘેન ભુલાવે ચેન જોગણુને શી તરફેણુ
રસીલા સજોડે, ગ્હાલો ભલે કોડે બકે ન્હાને મોઢે મહુ શું મચકોડે
પ્રેમ બગીચે ભમતી ભમરી લેતી ગુલાબ કેતકી લ્હેર
ઘડીક ગુલાબે ઘડીક કેવડે ચતુરાઈથી રસ લેચો મેર
તોએ ગુલાબ એનો નવાબ
હોય આ હોય આ હ્યો ત્યારે હોય　　　જોજે હું અલી

સરદારબા　　　　　૪

શાણા ગજબ ભર્યું જાદુ આ શરીરમાં
તાકી અજબ માર્યું તીરજો.......સાહ્યબા
બાળા ડરીને પડી પાછી પ્રીત જુદ્ધમાં........સાણા
કકળાટ કોયલડી કરે શું ના ગમે તું આજરે
સાકર સમા પ્રીય વેણુ છે. તે શુદ્ધ સગીત સાજ રે
ઝળકે છે ઝંખાએલ જો આ ચંદ્રરે આકાશમાં
હું તો રમું છું રે રસીલા રસીક નેણુ પ્રકાશમાં

વ્હાલા અજબ વસી મોહીની આ નેણુમાં
વાલમ વીણા તમારા વેણુ જો........સાહ્યબા
રસીઆ આ રંગ બધા પ્રેમના પ્રસંગના............શાણા.

સુર–

૫

તુહીં તુહીં તુહીં તુહી રામ નામ એક તુહીં તુહીં હે રામ
મફત મલીદા ગોરી ગોરી ગોરી મફતમા લોક ગુલામ
હાથ માળાને મૃગછાલા ટીલા ટપકાં હા હા હા....તુહીં
સુખીયો દુ:ખીઓ કોઇ નમેતો સીતારામ ચલ સીતારામ
હઠ સીતારામ.
અમીર તવંગર આવી વમે તો સીતારામ જય સીતારામ
અજી સીતારામ
નાજુક નારી નમન કરે તો નારાયણ ચલ નારાયણ હું નારાયણ
કાળી કોઈ કદરૂપી નમે તો નારાયણ ચલ નારાયણ ધુત નારાયણ
હરઘડી હરહર ખીસ્સા ભરભર વારે ગુરૂ ગુરૂરાજ આહાહા તુહીં

૬

જનમી જગમાં જેણે નવ કીધુ પ્રેમ મદીરા પાન
ગોરી ગબરૂ સુંદર દીલબરના ગાને નહી ગુલતાન
જનમ્યો તથાપિ નવ જનમ્યો સમજી લ્યો તે હેવાન
બહાદુર બંકા કરતા ડંકા જે મોજી મસ્તાન.

ભર ભર પીયાલા પી લીયો ઉડાવો રાગરંગ
દીલભરની સાથ બાથ ભીડી ખેલો રંગ જંગ
ગુલતાન ગાન તાનમાં ભરપુર ભાગ્યવંત
અજબ રંગ અજબ રંગ રંગ રંગ રંગ...વાહ

તારા— ૭

ભલે આએ હજુર મોરે આંગનમે
ખેલો મોરે રંગીલે યહ ગુલશનમે—ભલે૦
સેજ બીછાઈ ફુલોકી મોહન ગજરા પેનાઉ
મુજરા લ્યો સાજન
આવો બેઠાઉં નેનમેં—ભલે૦

તારા— ૮

હાંરે મોરી લાગી સજનસેં લગનવા—હાંરે૦
દીયો દીલદાર તોએ સારા જોબનવા
વાહ વાહજી વાહ વાહજી વાહ વાહજી વાહ—હાંરે૦
સમાલો નેનન અયે મોરે સાજન
લાચાર મેં લાચાર મેં લાચાર હું યાર
દીલદાર મેં દીલદાર મેં દીલદાર હું યાર....હાંરે૦

વારાંગનાઓ— ૯

બંસીવાલા આજોરે મારે દેશ
થારી સાંમરી સુરત પ્યારો બેસ.......બંસી

આવન આવન કહે ગયોજી કર ગયો કોલ અનેક
ગીણુતા ગીણુતા ઘસ ગઈ મોરી આંગરીયારી રેખ
સાવરીયા રસીલા સલુણા પીયાપે જીયામેં કરૂં મેં
નીસાર....તોરી

હમતો જોગી પ્રેમકેરે પ્રેમ હમારો દેશ
સુખ નહી પાઇ પીયુકી, તબહીનો આ ભેસ—યારી ગંસાં

સરદારબા— ૧૦

પ્રેમનો પ્યાલો પીએ શુદ્ધશાન તેને રહે નહીં.
અજબ નીસા નસે નસે અરે હાયરે ! વ્યાપી રહી—પ્રેમનો
પ્યાલો પીને મદમસ્તને અલમસ્ત કાયા આ બની
ડરૂં નહીં દુનીઆ થકી રસીઆનો ટોપ ધરી રહી—પ્રેમનો
ધુણી લગાવી ઠામની ને નાથ નીરંજન નામ સહી
પ્યાલો પીને અલખ જગાવું રસિક રસીલા તુહીં તુહીં—પ્રેમનો

સરદાર—વૈરીસાંહ— ૧૧

અરે કોણુ (૨) અરે કોણુ તું છું ને કયાંથી આવ્યો
આ વખતે હ્યા ચોર........
નથી ચોર (૨) નથી ચોર તથાપી ચોર પકડવા ત્યાગો
શોર બકોર........

નામ પ્રકાશો કૃપા કરીને શબ્દથી કાંઇ કાંઇ થાય
ગુલાબનું જે નામ ગમે તો સુગંધીથી પરખાય

( હું કોણ મારા વ્હાલા વૈરીસીંહ )

માફ માગું છું હે મનમોહન ગુલમાં બોલી કાંક
મદન રાજ્યમાં પ્રેમ કેદીની સઘળી તકસીર માફ
સુંદરી (૨) સુંદરી ખોયું મેં મદન બજારે સુંદર ચિત્ત રતન
દીલદાર જુઓ મેં ખળવી રાખ્યું બહુ બહુ કરી જતન
એ મન સાથે આ મન પણ હે રમણ કરૂં અરપણ....
.... — .... વાહ શાબાશ

મન્નું— ૧૨

કોને કહીએ કજોડાની કહાણીરે
જેમ બળદ પીલાએ ઘાણીરે....કોને૦
લોક વગોવે ને આંસુ સંતાયે
વળી પીયુડો છે પામર પ્રાણીરે....કોને૦
હું જોબન રસ ઝુલતી પણ જોડીની ખોડ
પીયુડો રમે લખોટીએ કરતો દોડાદોડ
જગદીશ હવે ગભરાણીરે
સ્હાય કરજો શ્રી સારંગપાણી....

નાચનારીઓ—　　　　　　　૧૩

બોલો જય જય (૩) બલિહારી શ્રી બંસીધરની—બોલો
લીલાથી લાલા ગીરધારી ભક્તજનો ઉદ્ધારે
શરણો રાધા રમણ તમારે તારણ તરણ હમારે....બોલો
રાખે કાયમ સદા નરવર ગીરધર શ્રી નટવર
પ્રજાના પાલક છો દુઃખ ટાલક
નર લાયક સુખદાયક જગનાયક
નીતિ ન્યાએ રીતી રાહે પાલે જગધર શ્રી નટવર

## પ્રથમ અંક સમાપ્ત.



# અંક ૨ જો.

સરદાર–રૂપાદે–દાસીઓ ૧૪

વેળા ફરતી છાંયડી સુખ દુઃખ આવે જાય
લીલા શ્રી જગદીસનીરે મુરખ ગોથા ખાય–એતો બ્હેની મુ.
વરતો સમયને વીચારીરે હાં–કર્મ તણી
.... .... એની બલીહારી
કુંજે ખીલી કુસુમ કળી જે સાંજ પડે કરમાય
ચો ઘડી ચળકી ચંદ્ર ગગનમાં ઝાંખો જટ થઈ જાય—
.... .... .... એતો બ્હેની

સરદાર— ૧૫

પ્રીતીનો પ્યાલો બોટી પછી જે વટલાવે
બહેતર તે હરામી જગમ ને મ્હોં બતલાવે
એકવાર કહ્યા દીલબાર પછી તે સદાના
શાકરના હીરા ગળ્યા ગળ્યા ન થવાના—પ્રીતિ
પટોળીએ ભાત પડી પડી તે તો પડી પડી
સાચી પ્રીત સમજવી તેવી એક ચુંદડી
ફાટતા બે હાલ થતાં ભાત દીસે ખડી ખડી
પતિવૃત પટોળીએ પ્રીત ભાત તેવી પડી
કમજાત પતીવૃત રત્ન અરેરે ગુમાવે—બહે૦

રજપુતાણીઓ—                    ૧૬

સત્યનો સહાયકાર શ્રી હરી થનાર
સત્યે પ્રાણ આપનાર છે અમર થનાર
ચાલો કરો યા હોમ બહેનો ઝટ યા હોમ
સત્યનો સહાય જય જય જય
રાજ્ય ભકિત તારનાર વિશ્વનો સરદાર
ભકિત પૂષ્પ વેચનાર છે પ્રભુનો યાર ચાલો—સત્ય.

સરદાર-કુંવરો—                    ૧૭

હાય આવ્યો કઠણ કાળ કયાંથી હાઇ ભાઇ (૨)
રાજાના થયા રંક રે ભાઈ હાય ભાઇ (૨)
કેવી કર્મ ગતી છે વિચિત્ર કીધા કેદી પવીત્ર માવીત્ર હાં
સુખપાલમાં ફરતા હતા સુતા હતાં સુખ સેજમાં
કેદી નસીબે હા કર્યા ભુંડા ભીખારી વેશમાં—હાં.

રહેમતખાં—સરદાર                    ૧૮

આવો મ્હારી રંગીલી દીલદાર
વાહ મારા રસીલા સરદાર
મહેબુબ તું છે મારી મ્હેરદાર

આશ પુરે મ્હારી શ્રી કીરતાર જગ સરદાર
પ્યારી જાન (૩)
પામ્યો પામ્યો પદમણી મજનું લયલી મસ્તાની
સફળ આ જીંદગાની આવોને
અધીરા થાઓ છો શાને માન નહિ એમાં માન
ઉતાવળે આંબા પાકે બેસોને—આવો.

વૈરીસીંહ— ૧૯

અરે મળશે કયારે મળશે. ભોગી ભમરીને
મળવાને તલશે—ભોગી.
ભમરો લટકે જીવ આ ભટકે ભાગ્ય શું મારૂં
આ ફળશે—હો ભાગ્ય—ભોગી.
કંચન વરણી એ મન હરણી સાકર દુધ માંહી
ભળશે—હો સાકર—ભોગી.
રતી રસવેલી વાયેલી પ્હેલી જોબન રૂતુએ શું
ફળશે–હો જોબન—ભોગી.

વૈરીસીંહ— ૨૦

હાય હાયરે સરદાર વીણ સુન્યકાર સૌ હા થઇ ગયું.
બે ભાન જાતે થઇ ગયા પણ ભાન પ્યારીનું રહ્યું
મંગલ અને જંગલ બધું દુશ્મન અરેરે થઇ ગયું

આ જીવ વ્હાલી વશ થતાં બસ બસ બધું આવી રહ્યું
લાગ્યો કલેજે પ્રેમ ઘા રીબાવતો તે રહી રહી
પ્યારીથી પ્યાર બાંધતાં પુરી સજા થઇ

ચતુરા ચીત્ત મ્હારૂં જો ફર્યું છે
ફીકર નહીં ઠીક અમારો એ પ્રભુ છે—ચતુરા.

વગર વાંકે વગર સમજે કર્યા છું
અમારે શું કહે સૌ બે વક્રા તું—ચતુરા.

સરદાર ૨૧

એક ફકત તારો છે આધારરે કીરતાર મારે.
ભજું સદા સચ્ચિદાનંદ મ્હાય કે તારે કે મારે—એક.
મરવું છે નકી માનવી ફોગટ પડો છો પાપમાં
સમજુ થઇ સીદ ઉતરો સંસારના સંતાપમાં
બાંધે હવામાં બાપડા પાપી બરફના માળીઆ
કાળનો ઉકળાટ થાતાં હાય વ્હેતા ચાલીઆ
મ્હારે તો શ્રી પ્રભુનું નામ છે સદાય યાચુ.
પ્રભુ પ્રભુ તું ખરો ને અન્ય સર્વ છે કાચું—એ.

૨૨

પ્હેલા ઉચારો દીલદાર નામ એક વાર શાણા સરદાર
(એમકે પ્હેલાં વ્હાલીનું નામ બોલવું કે ઉંહું એ તો બોલાય)

(હા એકાંતમાં બોલાય)
(હં) રસીલી રંગીલી સરદાર સરદાર જપું સરદાર
(કેમ બોલ્યોકની બરાબર) (હાંહાં બરાબર વવે મનાવો)
માનો માનો મનહર માનુની
ચાલો ચાલો ચિતહર ચાલોની

પ્રેમનો પોકાર સાંભળે સલુણી શું
પ્રેમ વેદ ભેદ જાણનાર મુની છું

(લ્યો તારે તાળી સમજશો નહીં કે આ ખાલી તાળી
એતો પ્રેમનો કોલ) (લ્યો ત્યારે અમારો એ કોલ.

ભણ્યો ભણ્યો અહા પુરો પ્રેમ પાઠ
(ભણ્યા) (ભણ્યો) (પુરો) (પુરેપુરો)

શાબાશ સિદ્ધજી ભણાવ્યો પ્રેમ ગ્રંથ અરે વાહ વારે વા
ચાલો ચતુર આમ ચાલો પ્રેમ પંથ હાં ચાલોરે યાર.

## બીજો અંક સમાપ્ત.



# અંક ૩ જો.

સરદાર— ૨૩

દશા કરે તે કોઇ ન કરશે, મુરખ કરે અભિમાન
પ્રાણી બીચારૂં તુચ્છ મગતરૂં કાળ કથા અણુજાણુ
કુંપદમાં મરડાઈ મરે પણ ધાર્યું કરે ભગવાન—દશા૦
નીરધનીઆ પળમાં ધનવંતા ધની થયા લાચાર
સદા સુખી કે સદા દુઃખી નહીં કોઈ જગમાં રહેનાર
કુંપળ હસ્તી પાન ખરંતા તે પણ છે ખરનાર
સત્ય ટેક ખાતર જે રહેશે આફત અપરંપાર
નામ અમર રાખે તે જુગ જુગ જનમ્યું તેજ જનાર
નાહક આકીન છોડે નીચજન સત સાહયક કિરતાર

ગુરૂ—ગોપાળ— ૨૪

હાય હાય સત્યાનાશ જજો લ્યા
મૂરખા મુજને દીધો ડામ
શાહી લાવો કોઇ ઘી લાવો કોઇ
હાય હાય કાઢી નાખ્યું કામ
ગુરૂજી ગુરૂજી હાં લ્યા હાં—ચુપ ચુપ ચુપ૦
ઝટ પેટી લઇ જાઓ ગુરૂજી
લાવ્ય લાવ્ય ચાલ્યો જો હું આમ
રૂએ ચોરની મા કોઠીમાં જો જો ભાઇ તે આનું નામ૦

વૈરીસિંહ—　　　　２૫

પ્રીતીના પંથનો ગ્રંથ ગુંથેલો કોણ લેહુ ભણનાર
જ્યાં જ્યાં જોઇએ ત્યાં આજ સમામાં સ્વાર્થની મારામાર
ગુલાબ ગોટા ચુંટવા ચાહ્યો માળી કોક ગમાર
કાંટાનો ગાંઠડો બાંધીને લાવ્યો બુડથલ તે બે-સુમાર
પ્રીતીના પુષ્પની મીઠી માળા ખુવે એમ ઘણાક ગમાર
એક વખત બની વિશ્વાસઘાતી પોતે બને હુશિયાર
ખાય ખવાડે હેતથી દે તન ધનને પ્રાણ
સાચોજ મીત્રજ આ સમે લાખો એક સુજાણ
સંસાર વગડે સન્મિત્ર લોમીયો સોંપજો શ્રી કીરતાર

સરદાર—　　　　૨૬

જાગી લાગી જીવડા ભગવતનું ભજન કરી લે
શુંઠા ભમો છો ભુલીને શીદ ભ્રમણામાં—જાગી૦
ધન જાય જોબન જાય જીવતર જાય જાય જાય
સુખ સાંસામાં ભુલે આશામાં ફસે ફાંસામાં
મારૂ મારૂં કરે તેમાં તારૂં નથી તલભાર—શુંઠા

તારા—　　　　૨૭

નહીં આવું કાનરે (૨) મારે ઘેર શામળીઓ મેમાન છે
સોના રૂપાનું મારૂં બેડલુંરે વ્હાલા પાણી ભરવાનું મારૂં કામ છે
રંગરસ પ્યાલો વ્હાલા પીતારે જાજો દોસ્તીની વ્હાલા આ દુકાન છે

સરદાર— ૨૮

જાણું છું એક ગાણું ભગવતનું ભજન
ઉડી જાશે હંસોરે કાલે—એક—ગાણું૦
પામર પ્રાણી સુદ્ધ બુદ્ધ આણી
ભાવે ભજો ભગવાન—ઉડી—જાણું

તારા—બધા—સર— ૨૯

જો મધુરી માલતી જરી વાતમાં વઢી લાલથી લડી,
અરે વાહ વાહ વાહ.
નકટાને શું કહીએ દુર રહીએ—અહા હા હા.
અરે ઘેલીરે ઘેલી ભ્રમણામાં તું ભુલેલી મેલી મનની
ભનેલી જા—જા—જા—
બળ્યું આ શું કીયાં નાસુ ગળે ફાંસું—હાં હાં અલબેલી
કાયા કંચનની વેલી
અરે ભગવત તું છું અબળાનો બેલી
જુઓ સલુણી સુજાત મુકો મરવાની વાત
ત્યો ત્યો માનો માનો માનો—જા જા જા૦

વેરીસિંહ— ૩૦

હો ચાલો ધીરે ધીરે ધીરે ચાલો સુંદરીરે
નાજુક કાયા કામની ઓ ગોરી મુખ કમળ કરમાય—ચાલો૦

મોર ગુલાબી મુખડું હો જાણે પરસેવાને કાંટે બેચું"
શ્વાસ સુગંધી ચાલતો, હો જાણે રસીઓ રંગ વધાવે—ચાહો૦

સરદાર—વૈરીસિંહ—   ૩૧

પ્રીતીનું પાન કરશું સલુણા પતિ સાથે
હજારો વાતે રહેશું સલુણીની સંગાથે
રસિક રસિલી પાઉં હાથે—પ્રીતી૦
વ્હાલાની વાણી સુણી દીવાની આ જીંદગાની સોંપુ સહાની
વચન મોહન ધરૂં માથે—પ્રીતી૦
દીન દીવાળી હું ભાગ્યશાળી રે લટકાળી રામા રસાળી
જડીયું રતન જતાં વાટે—પ્રીતી૦

